# ગરબાવળી.



સર્વે શોખીન સજ્જનોને વાસ્તે

કવીશ્વર દલપતરામ ડાહ્યાભાઈની

બનાવેલી.



અમદાવાદ

માણેકચોક આગળ કાગદીઓળની પાસ

શા૦ હીરાભાઈ પુંજાસાના મકાનમાં

"અમદાવાદ ટાઈમ્સ પ્રેસ"માં

કાળીદાસ સાંકળચંદે છાપી પ્રસિદ્ધ કરી.

સંવત ૧૯૪૦. સન ૧૮૮૪.

કિંમત ૦-૧-૦

૧૯૯૧

# ગરબાવળી.

## ચાલ વિશે ગરબી. ૧

ચાલો તમે ચાલ ચાલી રૂડી;
મુકી દેવી વાલ્યા હોય ભુંડી. ચાલો૦ ૧
રમવું તો ડાહ્યાની સાથે;
કે કજીયો નહીં આવે માથે. ચાલો૦ ૨
વસ્ત્ર વગરનાં નહીં ફરીએ;
મા બાપનું કહ્યું મન ધરીએ. ચાલો૦ ૩
ભુંડી પાળી સાથે નહીં રમીએ;
ભાલેલું વાહાલાનું ખમીએ. ચાલો૦ ૪
બીજા જેવું કંઈ લેવા માટે;
ન લડીએ મોટાની સાથે. ચાલો૦ ૫
સાચુ બોલે તે સારા;
જુઠે તો દુખ થશે ભારી. ચાલો૦ ૬
વિદ્યા ભણશે તે સારે;
તેના પર જશ્યે બલીહારી. ચાલો૦ ૭
ધંધા વગરના નવી ફરીએ;
મેહેતાજીની શિક્ષા મન ધરીએ. ચાલો૦ ૮

## છોડીઓને ભણવા વિશે ગરબી ૨.

મ્હેનો તમે ભાવ સહીત ભણજો;
ભાંડા લોકો નિંદે તે નવ ગણજો. મ્હેનો૦ ૧
ભણી લેતો ભગવંતને ભાવે;
[illegible] લક્ષ જ્ઞાન અપાર આવે;
' સદગુણ આવે. મ્હેનો૦ ૨

એવું કહીએ ન આચરીએ બેહેન. બાજ૦ ૭
જે સપુત છે સારી છોકરી,
મા બાપની લાજ વધારે બેહેન; બાજ૦ ૮
બન્નિ લોક તણું સારું કરશે;
જ્ઞાતિને એમ સુધારે બેહેન; બાજ૦ ૯
જે સંપ સગાથી તોડે ઈ,
તે કોઈ વખત હાથ ઘસે છે બેહેન; બાજ૦ ૧૦
જે સહુનું સારું ઈચ્છે છે,
તેના દીલમાં દેવ વસે છે બેહેન; બાજ૦ ૧૧



## સજનીને શીખામણની ગરબી. ૫

"રૂડું ન કહીએજીરે" એ રાગણી.

સાંભળ બેહેન શિખામણ સારી, તે છે સાતર તારીજીરે;
સુખ સંપતિ સત કીરતિ સૌવિશ, માનીશ વાત અમારી;
સુણજે સજનીજીરે. ૧
સજ સઘળાથી પેહેલાં જાગો, પ્રીત સહીત પ્રભાતેજીરે;
આળસને તો મેલો અળગી, વળગી ન રહો વાતે સુ૦ ૨
પ્રારથના પરમેશ્વરની કરી, ઘર ધંધામાં ધરીએજીરે;
જ્યાં સુણીએ ઉપદેશજ ઉલટો, ત્યાં નહી વાસો વશીએ સુ. ૩
જે નારી વઢકારી નઠારી, લડસે લાજ વિસારીજી;
તો તેમાંથી તુરતજ પાછાં, હઠીએ હિંમત હારી સુ૦ ૪
ચટકની ચંચળ ચાલે, ચોટામાં નહીં ચાલોજી;
આચરણ વિના સુવરણનો, ઠાઠ ન ઠસીયે ઠાલો. સુ. ૫
પેહેલી પાઠશાળા ચણીયે, ભણીયે ગણીયે ભાવેજીરે;
કરજની ખાણ ન ખણીયે, જે થકી નિંદ્રા ન આવે સુ૦ ૬
આવકનો અડસટો જોઈને, જાવક કરીયે જાણીજીરે;
આવકથી અદકું ખરચે, ઘર ખોવાની નીશાની. સુ૦ ૭

દિલમાં થઈ મગરૂર ન ડોલે, બોલ ન બોલે બળમાંજી;
માન ઘટે અભીમાન ધર્યાથી, ઘટે પ્રતિષ્ટા જગમાં. સુ૦ ૮
નમ્રપણામાં અમરત સરખો, સ્વાદ વસે છે સારોજી;
મગરૂરીમાં રસ નથી મીઠો, ખાટો તીખો ખારો. સુ૦ ૯
હરખ હમેશ હૈયામાં ધરીએ, કદીએ કલેશ ન કરીએજી;
માણસનું જીવતર છે થોડું, જરૂ ન જાણે જવાયે. સુ૦ ૧૦
સુધરેલો સુંદરાઓ સાથે, નામ ગણાએ જેનુંજી;
દલપતરામ કહે દુનિયામાં, ધન ધન જીવતર તેનું. સુ૦ ૧૧

---

## ઘેલી મુસાફરીની ગરબી. ૫

"સખી સાંજના ચોર છપાયારે, લઈ બાગાણીયા" એ રાગની.

એક હતી મુસાફર ઘેલીરે, સુણો સાહેલીયો;
તેની આગળ એક તપેલીરે, સુણો સાહેલીયો. ૧
ગઈ રાતની રાખી એઠીરે, સુણો સાહેલીયો;
ઉઠી પરભાતે માંજવા બેઠીરે, સુણો સાહેલીયો. ૨
ઘણી રીતે ઘશી ઘશી થાકીરે, સુણો સાહેલીયો;
બહુ ડાઘા રહ્યા તોય બાકીરે, સુણો સાહેલીયો. ૩
પુરી રીસે તપેલી ઉપાડીરે, સુણો સાહેલીયો;
સામી ભીંતની સાથે પછાડીરે, સુણો સાહેલીયો. ૪
લઈ પથરો તપેલીને કુટીરે, સુણો સાહેલીયો;
પડ્યાં કાંણાં તપેલી તો ફુટીરે, સુણો સાહેલીયો. ૫
થયા બપોર ભુખતો લાગીરે, સુણો સાહેલીયો;
પછી વાસણ માગવા લાગીરે, સુણો સાહેલીયો.
એને વાસણ ન આપે કોઈરે, સુણો સાહેલીયો;
પછી રાગ તાણી ઘણી રોઈરે, સુણો સાહેલીયો.
તોય થઈ ન તપેલી તો સાજીરે, સુણો સાહેલીયો;
હસે લોકને તે મરે લાજીરે, સુણો સાહેલીયો.

જેથી સ્વારથ આપણા જરાયેરે, સુણો સાહેલીયો;
તેના ઉપર ક્રોધ ના કરોએરે, સુણો સાહેલીયો. ૯
બાત ફુજતી ગાયની ખમીએરે, સુણો સાહેલીયો.
તેને તજીયેતો દુખ ક્યાંથી જમીયેરે,સુણો સાહેલીયો.૧૦
કોઈની સાથે ફુંકારે લડીએરે, સુણો સાહેલીયો;
એમાં આપણે હલકાં પડીએરે, સુણો સાહેલીયો. ૧૧
સાંખી ચાલે તે માણસ મોટુરે, સુણો સાહેલીયો;
દિલે સાચુ માનો નથી ખોટુરે, સુણો સાહેલીયો. ૧૨

---

## ફુલણજીની ગરબી. ૬

"વાલા તમારી જોઈને રહીછું વાટરે વાલાજી."

ફુલણજી તમે ફુલાઆ કેમ ફુલ્યારે ફુલણજી;
આ ઉપજ ખરચનો આડસટો કેમ ભુલ્યા મારા ફુલણજી.
કરજ કરીને વરા ભલા તમે કીધારે ફુલણજી;
આ ગરથ પરાયા ખરચીને જસ લીધા મારા ફુલણજી. ૨
ઘર વેચીને ઘી સાકર તો લીધારે ફુલણજી;
આ જમણ શરસ સામા વડીયાથી કીધા મારા ફુલણજી. ૩
પીતાંબર પેહેરીને પંગતમાં ફરીઆરે ફુલણજી;
આ મનમાં ફુલા કરી મુછે કર ધરીઆ મારા ફુલણજી. ૪
વળનો દિવશ થયો કે માગે નાણાંરે ફુલણજી;
આ નાણાનાં કાંઈ ન મળે ઠેકાણાં મારા ફુલણજી. ૫
આ ફુલણજી ઉપર અરજી થઈ ત્યાંથીરે ફુલણજી;
આ જપત થઈ મિલકત કાહાડી ઘરમાંથી મારા ફુલણજી. ૬
ફુલણજી તમને જેણે ફુલાવ્યારે ફુલણજી;
આ તેતો કોઈ મદદ કરવા ન આવ્યા મારા ફુલણજી. ૭
ફુલણજી તો કુવો ખાધવા ચાલ્યારે ફુલણજી;
આ ગરથ વિના તે આફીણ ન કોઈએ આલ્યાં મારા૦ ૮

જમની વખત વખાણુ ભલા જે કરનારે ફુલાણુજી;
આ એ સઉ હાસ્ય કરે નીંદ્યા આચરતાં મારા ફુલાણુજી. ૯
આ અવસર તો અધીક વખાણી ચડાવ્યા રે ફુલાણુજી;
આ અવસરતો એવકુફ બનાવ્યા મારા ફુલાણુજી. ૧૦
પણ આ અવસરતો
ઘેરચાં પટકુળને બાંધ્યા સંદરવારે ફુલાણુજી;
આ ઘર બાળીને ચાલ્યા તીરથ કરવા મારા ફુલાણુજી. ૧૧
ફુલાણુજીની રાંડ રૂવે મોહો વાળીરે ફુલાણુજી;
આ ફુલાણુજી સીધાવ્યા ટેકો ટાળી મારા ફુલાણુજી. ૧૨
બાળાને નરશી શિખામણ દેશેરે ફુલાણુજી;
તે નીસાસાનું પાપ ઘણું શીર લેશે મારા ફુલાણુજી. ૧૩
દીલમાં દલપતની શિખામણ ધરજોરે ફુલાણુજી;
તો કરજ કરીને નાત વરા નવ કરજો મારા ફુલાણુજી. ૧૪

---

## શિયળ વિષે ગરબી ૭.

શિયળ તણો મહીમા બહુ મોટો, મોટો નથી ખરો જીરે;
વેદ પુરાણ કુરાન કીતાબે, અધિક અધિક ઉચરયા છે સુણજો
સજનોજીરે. ૧

શિયળ વિના સદગુણ સઘળાથી, જરી નહી સોભા લેજીરે;
પાઘડી પેહેરી પામરી ઓઢી, ન શોભે નાગો બાવો. સુ૦ ૨
હાંડી જમરૂખ તક્તા માંડી, શોભાવ્યું ઘર સારૂંજીરે;
દીવા વીના અંધારા ઘરમાં, સૌ દીસે અંધારૂં. સુ૦ ૩
સરવે અંગે સાજુ તાજુ, નાવ નવીન બનાવ્યુંજીરે;
પણ તેમાં એક છીદ્ર પડ્યું તો, તરી ન તે કંઈ આવ્યુંજીરે. સુ૦
પરમેશ્વરનું બાનુ પકડે, શિયળ ન પાળે સાચુંજીરે;
કવાથ પીએ ને કરી ન પાળે, તો જીઆનું કાચું સુ૦
પુન્ય દાન કે પ્રારથનાથી, જરી પાપ નહિ જાશેજીરે;
લાંબ શીપારશ લેશ ન ચાલે, પરમેશ્વરની પાસે. સુ૦

જે બાળપણથી ડાહપણમાં, ખંપણ ઓછું મળશેજીરે;
ઘડાપણ આપણને આવે, તો પણ તે નાહે ટળસે. સુ૦ ૭
બીપળ થકી સંપુરણ થાસે, પરમેશ્વરની પ્રીતાજીરે;
દલપતરામ કહે દુનિયામાં, સુખદાયક શુભ નીતા. સુ૦ ૮

## સ્રીને ભણવા વિશે ગરબી. ૮

તમે ભણો ભલી ભાત બાઈ હિંદુવાણી,
રહો સુખી દીન રાત બાઈ હિંદુવાણી;
જેથી દુખ છુટી જાય બાઈ હિંદુવાણી,
શરીર સારા ખુશી થાય બાઈ હિંદુવાણી;
રાખો સંપ સગા સાંઘ બાઈ હિંદુવાણી,
નહી કલેશ કરો કાંઈ બાઈ હિંદુવાણી;
સુખ સતમાં સદાએ બાઈ હિંદુવાણી,
ગુણવંત એમ ગાય બાઈ હિંદુવાણી;
શીખો સારાં કામ કાજ બાઈ હિંદુવાણી,
વધે લોક માંહી લાજ બાઈ હિંદુવાણી;
લજી પીયરમાં પ્રીતી બાઈ હિંદુવાણી,
રહો સાસરે સુરીતી બાઈ હિંદુવાણી;
કોઈ કરે સારો બોધ બાઈ હિંદુવાણી,
સુણી કાજીએ ન ક્રોધ બાઈ હિંદુવાણી;
ભજે અક્કલ અભિવ બાઈ હિંદુવાણી,
દલપત કેરા દેવ બાઈ હિંદુવાણી;

---

## સાત વારનાં વખાણ. ૯

ભજીએ ભાવે ભગવાનને,
વજીએ તુરછ સંગાથ;

સજીએ સામગ્રી સ્વરની,
હજીએ આપણ છે હાથ, ભજીએ ભાવે० १
આદિત ઉગ્યો આકાશમાં,,
કોઈજન કહેશે આ તારૂં /
જુદા જરૂર ન જાણીએ,
મતલબ સુરજ સારૂં, ભજીએ ભાવે० २
સોમ સરીખા શીતળ બને,
કામ બબંતા જે હોય;
સમજણ પામે જે શાસ્ત્રની.
ક્લેશ ન પામે હીન કોય, ભજીએ ભાવે० ३
મંગળ ચાહે સહુ મનુષ્યનું,
આપણું મંગળ થાય;
નરસે નરશું ફળ પામીએ,
એવું સમજીએ સદાય. ભજીએ ભાવે० ४
બુધ જન બુદ્ધી અતી સુખથી,
કરી શુભ રીતી વિચાર;
પ્રીતી રાખે પરીબ્રહ્મમાં,
જે છે જગનો કરતાર, ભજીએ ભાવે० ५
ગુરૂજન બીજે ગુણ આપતાં,
જરીએ કરીએ નહી શોક;
ધરીએ વિદ્યા નિત નિત નવી,
ફરીએ હરીએ નહી ફોક. ભજીએ ભાવે० ६
શું કરવા લડીએ બોકથી,
ચડીએ પાધરી વાટ;
ઘડીએ દિવસે ન ઊભીએ,
ચડીએ વિદ્યાના ઘાટ. ભજીએ ભાવે० ७
શનિશ્વર થૈએ હરી સ્મરણમાં,

તેવી રામીએ દેવ;
કઠણ સમે આવે કામમાં,
દલપતરામનો દેવ, ભજીએ ભાવે. ૯

## ભુંડી ભારજા વિશે ગરબી. ૧૦

ભાઈયો જેની ભારજા ભુંડી રે, તેને પીડા અંતર ઊંડી;
લાજ તજીને લડાઈ કરે નિત, ભાળવા લોક ભરાય,
સારા મનુશના ઘરનું વગોણું, જોણું જગતને થાય. ભાઈ. ૧
જેમ બીલાડી ઊંદરને જુવે, એમ નાથ સામા કરી નેણ;
પગ થકી પ્રગટે માથા લગી, એવાં વાંકાં કાઢે વેણ. ભાઈ. ૨
ચાર ઘડી પેઊ ગભોટે ટળે, ત્યારે સુખ બંનેને થાય;
ઘડીએ આવીને ઘેર બેસે ત્યારે, શેર લોહી સુકાય. ભા૦ ૩
બોહોર ચડે દીન પોહોડાંને ઉઠે, ચાંપે લડાઈનો ચાલ;
જો લડનાર કોઈ ન જડે તો, પડતાળે પોતાનાં બાળ. ભા૦ ૪
સ્નેહ કરી કહે સ્વામી સંઘાતે, બેશી ન બોલે વાત;
ધુમાડાની પેઠે ધુંધવાતી, રહે રોશ ભરી દીન રાત. ભા૦૫
પેટ થકી તો લાગુ જ પોતામાં, સમજણ જાણે સદાય;
દેવ થાકે તો મનુશના મુખની, શીખામણે શું થાય. ભા૦૬
પંડિત શાસ્ત્ર ભાગુલ પુરાણી, મોટી સભામાં મનાય;
માન તજી મુરખીના મોહોડાના, તેજ હુંકારા ખાય. ભા૦૭
જેને વીતી હોય તે નર જાણે, આણે બીજા અહંકાર;
ડાહ્યાપણનો ભગવંત કહે, કોઈ ગરવ ન કરશો લગાર. ભા૦૮

---

## દુષ્ટ નર વિશે ગરબી. ૧૧

કહું નર દુષ્ટની કાંણી રે, સુણો સહુ સ્નેહજ આણી;
માંડુ વેહેલું કામ, સુધરે કે, બગડે એ માણસ માનની રીત;
પોતે કરયું તેતો પાધરૂ જાણે, નારીને ગારે નીત. કહુ૦ ૧

સાસુ નણંદ દેરાણી જેઠાણીના, સાચા જુઠા સુણી બોલ;
વાંક વિના વનીતાને તજે તો, તે નર ખરને તોલ. કહું૦૨.
કાગડું ઘેરનું ધુક ફરે જેમ, ગોરી સદા ગભરાય;
ધરના કરે સૌ ઉપ ઘણેરા, તેથી જુદો નહીં થાય. કહું૦૩
સાસરીઆના સાથે લઢી કાઢે, રાંડ ઉપર તે રીસ;
સારા માણસની શિક્ષા ન માને, જેનેરૂઠ્યો જગદીશ. ક૦૪
માનનીનું અપમાન કરે નીત, ગાએ નઠારી ગાળ;
તુચ્છ ગણે તીરસ્કાર કરે તો, તે નરનું મોં બાળ. કહું૦૫
સમજુનો ટકો તુરત ઢળે, કોઈ ઘરડું આવી કહે ઘેર;
ઊંધું કહે કે આડું જુવે, તેનો પાર આવે શી પેર. ક૦૬
પોતે તો ખાય પીએ ઘણું સારૂં, ને વસ્ત્ર ધરે શુભ રીત;
નારીને આપે નિત્યે નઠારૂં, કહો કેમ પ્રગટે પ્રીત. ક૦૭
સ્વામી સાંભળને વાંક વિના, આવી કામનીને લઢે કોપ;
સારી રીતે સમાધાન કરે નહીં, હીજડા જેવો હોય. ક૦૮
પીયરીયાં પટકુળ ન પુરે, તો સ્વામી કરે સંતાપ;
કહે ધનવંત એ કંથ સ્વરૂપે, પેલા જનમનું પાપ. કહું૦૯

---

## સ્ત્રીઓને ઉદ્યમ કરવાની ગરબી. ૧૨

નવસ આવ્યું છે હુનર નરેશનું;

ટેક.

કોઈ કાજ કરો રાજ ..
પૃથવી ગઈ પરદેશી હાથે,
એ મોટી ભુલ તમા માથે;
તમે સંપ ન રાખ્યો કોઈ સાથે,
દેશી ગીત્રો રૂપ સરવ ટાળોર આપણા દેશનું.
આ વખત જુઓ તમે વિચારી,
નીરધન થઇ બેઠાં નર નારી;
કાં [illegible] ભુળ [illegible] બંધા ભારી,
[illegible] આપણા દેશનું.

તમ હીવશે સુખ દુર ધરો,
હીમ ખોલી ખુબ વિચાર કરો;
હવે જાગ્રત થઈ કાંઈ જુગતી કરો.
દેશી મીત્રો દુઃખ સરવ ટાળોરે આપણા દેશનું. ૩
તમે સગાં કુટંબમાં સંપ કરો,
વળી દેવાદાર પેનેજ ડરો;
તમે નિત્ય ઘટાડો નાત વરો,
દેશી મીત્રો દુઃખ સરવ ટાળોરે આપણા દેશનું. ૪
ધન મળને વુ તજ ગરબ છાંડો,
તમે મોટાં કારજ નવ માંડો;
તમે પરણ્યા પેહેલાં શીદ રાંડો,
દેશી મીત્રો દુઃખ સરવ ટાળોરે આપણા દેશનું. ૫
વિદ્યાનો સ્વાદ સદા ચાખો,
મન ઉદ્યોગમાં અહોનીશ રાખો;
શીદ ભાગ્ય લખ્યું થાશે ભાખો,
દેશી મીત્રો દુઃખ સરવ ટાળોરે આપણા દેશનું. ૬
પડતર જમીન તે ખેડાવો,
ઉગશે જે ત્રણ વખત વાવો;
નિર ઉદ્યમી ઉદ્યમમાં લાવો,
દેશી મીત્રો દુઃખ સરવ ટાળોરે આપણા દેશનું. ૭
અદાલત અરજી અજવાળો,
બુરખાઓને ક્યાંય ન સુપાવો;
નાતીલા પા...

... ...ણા ના...,
દેશી મીત્રો દુઃખ સરવ ટાળોરે આપણા દેશનું. ૮
પરદેશી હુનર પ્રગટ હરો,
સંચાની ...ત્રો શીદ કરો;
...ની ...ની ...ધરો,

દેશી મીઞો દુઃખ સરવ ટાળે રે આજણા દેશનું. ૯

---

મુવા પછવાડે ન રોવા વિશે ગરબી. ૧૨

રાગ ધોળ.

વાલાની વાંસે રાગ તણી નવ રોવું.
જેથી તેને જંપ ન ઉપજે, જીવમા સમજી જોવુ રે;
વાલાની વાંસે રાગ તાણી નવ રોવુ.
ગોવીંદજીએ કહ્યુ ગરૂડને, કુટે રડે જે કોઈ;
મરનારને માહા દુખ ઉપજે, ખરે નીસાસા રોઈ;
વાલાની વાંસે રાગ તાણી નવ રોવુ. ૧
લીંટ લાળ ને આંસુ ઝરે, તે જમ ચર પાય પરાણે,
રૌરવ માહા રૌરવનાં દુખથી, એ દુખ અદકુ જાણે;
વાલાની વાંસે રાગ તાણી નવ રોવુ. ૨
કોઈ છાતી કુટે શીર કુટે ચુંટે કેશજ હાથે;
એ સઘળી પરી પુરણ પિડા મરનારાને માથે;
વાલાની વાંસે રાગ તાણી નવ રોવુ. ૪
શોક વખાણે કે ન વખાણે તે સૌ સાંખી રહીએ;
જો હૈયામાં હેત વધે તો દુખ તેને શિદ દઈએ;
વાલાની વાંસે રાગ તાણી નવ રોવુ. ૫
શ્રુતી સમપુરાણ હોય તો, રડો કુટો ન વિચારો,
જીવતાં વેર વળી ન શકે તો મરતાને વળી મારો;
વાલાની વાંસે રાગ તાણી નવ રોવુ. ૫
કુટ્યા થકી જો કાંઈ દખો તો, કુટો બેઈને પાણો;
શા માટે તમ કુટી શરીરમાં, રોગ ઉપાયી આણો;
વાલાની વાંસે રાગ તાણી નવ રોવુ.
એવી શોભા એથી અળગી, વળગી રહો માં બેહુ જ;
તેથી સુખ ઉપજે એ જીવને, પુંન્ય કરો કરો કાંઈ પ્રજ;

વાલાની વાંસે રાગ તાણી નવ રેવું. ૭
રેશો પણ તેને નવી જોશો, ખોશો આંખ તમારી;
દલપતરામ કહે શીલ સાધી, માનો શિક્ષા મારી;
વાલાની વાંસે રાગ તાણો નવી રેવું ૮

---

## શિયળનું ધોળ ૧૩.

( શિયળ એટલે વ્યભિચાર અથવા છીનાળુ ન કરવા વિષે.)

ખુહુચર ભલે આવીયાં એ રાગનું.

સુણો સમજુ સકળ નર નારિયો,
મોટો શિયળ તણો મહીમાય, શિયળ પાળો સ્નેહથી;
જે કોઈ શિયળ સારી રીતે સાચવે;
સરવે સફળ મનોરથ થાય. શિયળ પા૦ ૧
સોના રૂપાની શોભા ન સમજીએ;
શોભા સરસ શિયળ શણગાર. શિયળ પા૦ ૨
જેવાં નકટાંને ભુસણ નાંખીયાં;
એવા શિયળ વિના નર નાર. શિયળ પા૦ ૩
વધે લાજ અધિક ઠીક લોકમાં;
પર લોકમાં મુક્તિ પમાય. શિયળ પા૦ ૪
સુખ સંપતિ શિયળથી સંભવે,
રીઝે જગ કરતા જગરાય. શિયળ પા૦ ૫
માટે શિયળ સરવ રીતે સાચવો;
તજો કામી હરામીના સંગ. શિયળ પા૦ ૬
જરીએ ડરીએ નહીં પરાણુના ડર થકી;
ભારે ડરીએ શિયળ થતે ભંગ. શિયળ પા૦ ૭
તજી લાજ એ અદબો ન બોલીએ;
નહીં જોઈએ મશ્કરી છક માંય. શિયળ પા૦ ૮
નીચી નજરે સરળ રીતે ચાલીએ;

હાંશી મશ્કરી કરીએ ન કાંઈ. શિયળ પા૦ ૯
ફાટી આંખે ફરે જે કોઈ ફાતડા,
તેનું ડાટીએ માટીમાં મુખ. શિયળ પા૦ ૧૦
તજવી તજવી સોબત નીત્ય તેહની;
જેને લજવી જનેતાની કુખ. શિયળ પા૦ ૧૧
ભણવું ગણવું તો તેહનું ધન્ય છે;
જેણે કુળને લગાડયો ન દાઘ. શિયળ પા૦ ૧૨
ભણી ગણીને શિયળ ન સાચવે;
એના ભણતરમાં ઉડી આગ. શિયળ પા૦ ૧૩
હઈયા ફુટા બોલે બોલ હાંશીએ;
રેખી હાંશોને નાશીએ દુર. શિયળ પા૦ ૧૪
શિક્ષા સુંદર દલપતરામની;
જાણી કામની શિખો જરૂર. શિયળ પા૦ ૧૫

---

**લગનમાં ફટાણાં ન ગાવા વિશે ગરબી. ૧૪**

ઢોળકામાં ધરમશી ફુલતો, એ ધાડમર ગાજે. એ રાગનું.

આવો સૈયરબાઈ બેનડી, ગાઈએ ગીત રૂપાળાં;
મંડપમાં મેલો દીવડો, ભલાં થાય અજવાળાં. ૧
આજ ઘડી આનંદની, આજ રજની રૂપાળી;
સોનાનો સુરજ ઉગીયો, આજ દિવશ દીવાળી. ૨
ગાઈએ ગીત ભલાં ભલાં, વેવણોને હરવાયે;
બોલ બેઅદબી ન બોલીએ, જેથી જાત લજવીએ. ૩
[illegible] એતા ગાય નઠારૂં;
[illegible]
આપણ ઉત્તમ કુળનાં, નહી ગાઈએ નઠારૂં.
જાત ને ભાત તો જાણીએ, બોલ બોલે જે ઘડીએ;
બોલ નઠારૂં તો નાયકા, એમાં આડાં ન પડીએ. ૫
ઉત્તમ જાતની ઓરતો, ભુંડું ગાતાં લજવાશે;

મધ્યમ જાતની માનની, ગીતે મશ્કરી ગાશો, ૬
મશ્કરી પણ મરજાદની, આપણી એબ ન આશો;
જરૂર ફટાણાની હોય જો, કહુ એટલું આજો. ૭
વેવણને કરો વાંદરી, ગાંઠ પુંછડું વાળો;
વેરાગી કહીએ વેવાઈને, કાંધે કાંપણો કાળો. ૮
એથી અધીક વિષે ઓચરે, નીચી જાતમાં ભળવા,
બાપ ભાઈ બેઠા સાંભળે, જેવા વેશ્યાના ભડવા. ૯
ધીક પડ્યો અવતાર એ, શબ્દ શું કહીએ જાદા;
કામની નહી એના કુંવરી, મરદ નહી એના માદા. ૧૦
મારી શીખામણ ગાઈએ, જેથી રામજી રીઝે,
દસ્કત દલપતરામના, દીલમાં લખી લીજે. ૧૧

---

સંપ વિશે ગરબી. ૧૫

દેશમાં સંપ કરોરે સંપ કરો, હાંરે જે કોઈ સંપ તજીને
સુખ માગે, તેના સુતેલા શનરૂ જાગેરે;
દેશમાં સંપ કરોરે સંપ કરો. ૧
હાંરે તજી સંપ લડાલડી આવે, તેમાં ઝુરત ત્રીજાને ફાવેરે;
દેશમાં સંપ કરોરે સંપ કરો. ૨
હાંરે જે કોઈ વીઘા જમીન સારૂ લડતા, રાજા આઈને
રંકડા હુવે રડતારે, દેશમાં સંપ કરોરે સંપ કરો. ૩
હાંરે હનુએ હૈએ વિચારી નહિ જોશો, ખરેખાત છે હાથ
માં તે ખોશો રે, દેશમાં સંપ કરોરે સંપ કરો. ૪
હાંરે તમ ટંટા ઘરગના ટાળો, જો જે ચ્યાનો લાગે તે ઘ
રમ પાળોરે, દેશમાં સંપ કરોરે સંપ કરો. ૫
હાંરે છળ દગા કપટ દો છોડી, આપ્યા દેશની થઈ આ
બરૂ થોડીરે, દેશમાં સંપ કરોરે સંપ કરો. ૬
હાંરે કરી સંપ કાંઈ હુન્નર ઉઠાવો, દેશની ખ્યાલ ફેલાવો

રે, દેશમાં સંપ કરોરે સંપ કરો. ૭
હારે કોઈનું સારૂ દેખીને શીદ દાઝો, તેને ખુંડાડી મારવા ન ખાઓરે, દેશમાં સંપ કરોર સંપ કરો. ૮
હારે માનો દલપતરામની વાણી, પક્ષપાત વીના સત પ્રમાણીરે, દેશમાં સંપ કરોરે સંપ કરો. ૯

---

કેફ ન કરવા વિશે ગરબી. ૧૬

તજો તજો કેફ કરમ કરવું;
જેથી થાય મોત વિના મરવું. તજો તજો કેફ૦ ૧
નથી એમાં સ્વાદ કશો સારો,
વિવેકની નજરેથી વિચારો;
દુખી થાસે કેફનો કરનારો. તજો તજો કેફ૦ ૨
પીએ જે જન મદીરા તાડી,
તેના રૂપ દેશું દેખાડી;
ઊંચે પદથી દેશો પાડી. તજો તજો કેફ૦ ૩
અફીણથી કંઈક ગયા ડુબી,
ગમાવી ગાંઠ થકી રુડી;
મુવા દુખ દરીઆમાં બુડી. તજો તજો કેફ૦ ૪
મુરખને મુરખ મળે સંગી,
લીલાગર ભાંગ પીએ ભંગી;
અક્કલ હીણાં તે તડબંગી. તજો તજો કેફ૦ ૫
મફર કે માજમ જે ખાશે,
જરૂર અક્કલ તેની જાશે;
સારા સારા લોકમાં નિંદાશે. તજો તજો કેફ૦ ૬
પીએ કોઈ ગાંજો ગુણ જાણી,
ધુમાડો ખેંચે બળ આણી;
એનીતો અક્કલ વેચાણી. તજો તજો કેફ૦ ૭

તે સરવે રોગ કરે તનમાં,
એમ સાંભળ્યું વઈદો જનમાં;
મારા તમે માની લેજો મનમાં. તજો તમ કે૦ ૮
ન ખાશો પાક કદી પ્રીતે,
જેથી ચતુરાઈ ઘટે મીતે;
રેહેજો રૂડા માણસની રીતે. તજો તમ કે૦ ૯
પ્રભુ થકી જો દીલમાં ડરીએ,
કદી એવું કરમ નહીં કરીએ;
શિખામણ સારી રૂદે ધરીએ. તજો તમ કે૦ ૧૦
બનાવી ગરબી બહુ સારી,
સુણી જે દેશે વીસારી;
તેના મુખ ઉપર પેજારી. તજો તમ કે૦ ૧૧
વારે વારે શું કહીએ વારે,
સ્નેહ કરી કહું છું તમ સારૂ;
માનો દલપત કેહે કહ્યું મારૂ. તજો તમ કે૦ ૧૨

---

## ગરબી ૧૭.

### કેફીની સ્ત્રીને પસ્તાવો તે વિષે.

મા મુજને કેમ દીધીરે કેફી કંથને,
કાહાડી સાધ્યાં કીયાં જનમનાં વેરજો;
જન્મ સમે નવ આણ્યો મારા અંતને,
ગળથુથીમાં ઘોળી ન પાયું ઝેરજો. મા મુજને૦ ૧
છેરી નાખીરે બળતી આગમાં,
ઉગરવાનો નથી હવે ઉપાયજો;
ભોગવવું દુખ લખ્યુંરે મારા ભાગ્યમાં,
રજની દહાડા રડતે વીતી જાયજો. મા મુજને૦ ૨

આવરદા મારી અતી લાંબી થઇ,
તરાગ જહો જે તડકે તાડ્યો આપજો;
કરમ તણી કાણીરે કયાં જાશે કહો,
છાપ કુવાની કુવા વિશે સમાય જો. આ મુજને૦ ૩
શું કરવું જીવને આ સંસારમાં,
હાથે મરૂં તો આતમ હત્યા થાય જો;
સાત જનમ પામુરે શોક અપારમાં,
પાર ન આવે કરતે કોડ ઉપાય જો. આ મુજને૦ ૪
રમવું ને જમવું તે મુજને નવી ગમે,
માથે ઉગ્યાં દુખનાં મોટાં ઝાડ જો;
એ દુખથી છોડાવે મુજને આ સમે,
પુરણ માનું પરમેશ્વરનો પાડ જો. આ મુજને૦ ૫
ફેરી જનમ ધરશુંરે ત્યાં સુખ પામશું,
આ અવસરતો એળે ગયો અવતાર જો;
હૈયું કઠણ રાખીને હિંમત રાખશું,
આગે લખીઓ હવે આ ભરથાર જો. આ મુજને૦ ૬
પાપ નથી કીધાં મેં આવડાં આ પળે,
પ્રગટી આવ્યાં પેલાં ભવનાં પાપ જો;
લેખ લખ્યા હવે તે ટાળ્યા નવ ટળે,
કરમ કરે તે ન કરે માને બાપ જો, આ મુજને૦ ૭
કાળમાં એમ સમજીને દુખ ન માનવું.
રાખું હઇઆમાં કેના ઉપર રોશ જો;
ભવ પેલે કીધાં તે ભોગવી છુટવું,
દળપતના સ્વામીને ન દેવો દોશ જો. આ મુજને૦ ૮

## ગરબી ૧૯

### કેફીના ઘરનો હેવાલ.

કેફી પીયર જેનો કંથડોરે, તેના પુરણ પાપ;
મનમાં ઉદાશી મટે નહી;
હારે તપે તનડામાં તાપ. કેફી૦ ૧
એવો દીસે અળખામણોરે, જાણે જીવનો ટળેલ;
આડા ખોલો અફીણીઓ,
હારે એના ગાત્ર ગળેલ. કેફી૦ ૨
એક ટકાની નહી આબરૂરે, પીટો ચોટાનો ચોર;
દાહાડી દોરાએ દરબારમાં,
હારે પુઠ લોકોનો સોર. કેફી૦ ૩
અપોચીઓને ઘણો આળસુરે,
હાંતો ઊંઘે કાં ગાય, રળવાની શકની રહે નહી;
હારે રળ્યું રંડાનું ખાય. કેફી૦ ૪
બારથી આવે એ બાકળોરે;
હીણા દેખાય હાડ, ખુણે હાળીને પડે ખાટલો;
હારે બઇરી છઇઆનો કાળ. કેફી૦ ૫
બાળકને ખાવા નહી બાજરીરે,
પીટો પ્રગટે ઉફાંદ, છતે ધણીએ બને છાતડી;
હારે વેઠે રંડાપો રાંડ. કેફી૦ ૬
લાજ હીણો લજે નહીરે, જાશે તરણાથી તોલ;
તેવા અફીણના તોરમાં,
હારે બોલે જુઠેરા બોલ. કેફી૦ ૭
કોઇ કોઇ વખત થાય કેફ ઘણોરે,
હૈયા ફુટા હેરાન, તોએ શીખ દલપતરામની;
હારે હઠી ધારે ન કાન. કેફી૦ ૮

—૦૦૦—

## ગરબી ૧૯

### સજજનોએ કેફ કરવાનો વિચાર ન રાખવો.

સજન લોક વિચારી, સારી શીખામણ મન ધરીએજી;
જેમ તેમ મુખ બોલાએ, જેથી હીલ ભાંડી કરીએ.
કેફ ન કરીએજી૦ ૧
તાળી પાડી હોઠ દેખાડી, કહુંછું હાહાડી હાહાડીજી;
મારૂં વેણ તમ માનોનો, તજજો દારૂ તાડી. કેફ૦ ૨
કેફ કરવાથી ઘટશે ભાઈ, ચીતમાંથી ચતુરાઈજી;
ધન ખરચી લેવી બુરાઈ, મોટી એ મુરખાઈ. કેફ૦ ૩
લાજ ઘટેને કાજ ન સુધરે, એમ ન વિચારે અંધોજી;
સાર નથી એમાં કાંઈ અંતે, ઘર ખોવાનો ધંધો. કેફ૦ ૪
વેદ પુરાણ કુરાન કીતાબે, જોજો હેત તપાસીજી;
એ લક્ષણ તજવાથી મળશે, સઘળેથી શાબાશી. કેફ૦ ૫
કાજી મુલ્લાંનો મત એછે, મત છે આપારૂનોજી;
હિંદુમાં મોહનાથી, પણ હોશ ઘણા દારૂનો. કેફ૦ ૬
દારૂ સારૂ મારૂ તારૂ, ચોરખાનું ચિત થાશેજી;
કોઈક સમે સાંકડમાં આવી, જીવ તેમાંથી જાશે. કેફ૦ ૭
વસ્ત્ર તજીને લાજ વિનાના, ખરની રીતે રખડશોજી;
કહે દલપત કરમાં લીધો જઈ, કોઈ કુવામાં ન પડશો;
કેફ ન કરીએજી. ૮

---

## ગરબી ૨૦

### કેફના અવગુણ વિષે.

કુડી ચાડી કેફ તણા અવગુણરે કહું હું કેટલા,
નીરલજ નર છે કેફ તણા કરનારરે જગમાં જેટલા;
આ જગમાં જે નર કેફ કરે,

તેના તનમાં રોગ અનેક કરે;
તેની નીસ્ચે જમમાં લાજ નરે,
કુડી લોકો કેફ તણા અવગુણરે   કહું હું કેટલા. ૧
તેના બાળક ઝુરીને રડશે,
તેને ભેંકુણાવાળા નીત નડશે;
પછી ગભરાઈને ખઈરીને લડશે,
કુડી લોકો કેફ તણા અવગુણરે કહું હું કેટલા. ૨
નીત્ય નવલી ફરીયાદો થાશે,
કપડાં હરરાજે વેચાશે;
કુડી સરકારે હેરાશે,
કુડી લોકો કેફ તણા અવગુણરે કહું હું કેટલા. ૩
એ ભાન થઈ ભુલો ભમશે,
નારસી જગ્યામાં જઈ રમશે;
અભીમાન તજી મારો ખમશે,
કુડી લોકો કેફ તણા અવગુણરે   કહું હું કેટલા. ૪
તેને ઘર ધંધો નકી હાથ ચડે,
તેની બુધી ભાશે કેફ વડે;
તેને રસ્તો સીધો નહો જડે,
કુડી લોકો કેફ તણા અવગુણરે   કહું હું કેટલા. ૫
એવો અક્કલહીણો કોણ હશે,
ધન ખરચીને દુખીયારો થશે;
કુણ મરવા સામા પુર જશે,
કુડી લોકો કેફ તણા અવગુણરે   કહું હું કેટલા. ૬
નથીરે એમાં સ્વાદ કશો,
કેફીથી હબટા હેરાન થશો;
વળી મરીને જમને હાથ જશો,
કુડી લોકો કેફ તણા અવગુણરે   કહું હું કેટલા. ૭

તજ વોગનેથી વિચાર કરો,
વળી પરમેશ્વરથી ટેક ડરો;
દલપતની વીનતી દીલ ધરો;
કુડી લોકો ટેક તણા અવગુણરે કેહું હું કેટલા. ૮

---

## કળીકાળમાં ટેકીને ચેતવણીની ગરબી. ૨૧

એક કારણ કહુ છું કળીકાળનુંરે લોલ;
મોટા અધરમ વિકરાળનુંરે લોલ. ૧
જે કોઈ લંકાના વાશી મધુ પીવતારે લોલ;
આજ થયા છે આવી જીવતારે લોલ. ૨
ઉપર વેશ તે ઊંચા વરણનારે લોલ;
આહાર કરે તે કુંભકરણનોરે લોલ. ૩
સારાં શાસ્ત્ર ભણીને ભુલા પડેરે લોલ;
રસ્તો છોડીને રનમાં ચડેરે લોલ. ૪
ઊંચો વરણ કરમ નીચું કરેરે લોલ;
નામ શીવ શકતી તણું ધરેરે લોલ. ૫
જેનો સ્પર્શ થએથી નાહાવું પડેરે લોલ;
કહેશે મધુ તે દેવીને ચડેરે લોલ. ૬
જેમાં માંસથી દોષ મોટા રહેરે લોલ;
તેવું પીવામાં પુન્ય છે કહેરે લોલ. ૭
એતો વેદના વૈરી રાવણ વંશનારે લોલ;
કાંતો કુટંબી કેસા કંસનારે લોલ. ૮
બહુ જુગતી લાવે છે જુઠું બોલવેરે લોલ;
ભોળા લોકોને ઘણા ભોળવેરે લોલ. ૯
કહેશે એક પુરાણે વાત છે કહીરે લોલ;
મધ પીવામાં પાપ છે નહીરે લોલ. ૧૦

જુઠા શ્લોક બનાવે મધુપાનનારે લોલ;
સમજાવે જીવ અગનાનનારે લોલ. ૧૧
જે કોઈ દુષ્ટ કરમ એવું આચરેરે લોલ;
માત્રીક નામ તેહેનું ધરેરે લોલ. ૧૨
નીચ વસ્તુમાં નીચપણું જે હતુંરે લોલ;
તીરથ કરાવે નામ તેહનુંરે લોલ. ૧૩
ગ્રંથ વાંચે સભામાં શુધ ધરમનારે લોલ;
દીલમાં ભરેલું દુષ્ટ કરમનારે લોલ. ૧૪
તેમાં નામ ધરાવે દેવી બાળનુંરે લોલ;
કરમ કરે તે ચંડાળનુંરે લોલ. ૧૫
ભોળા લોકો ભોળાશો નહીં ભરમમાંરે લોલ;
નથી એ વાત કોઈ ધરમમાંરે લોલ. ૧૬
એવા દેનાની વાત માનશો નહીરે લોલ;
વાતો એ વેદમાં નથી કહીરે લોલ. ૧૭
એવું કરવું તે સારૂં કોણ જાણશેરે લોલ;
વાદ સભામાં કોણ તાણશેરે લોલ. ૧૮
બાપ હત્યા ગૌમાંસ પાપ મોટું છેરે લોલ;
તેથી મદીરા પાપ મોટું છેરે લોલ. ૧૯
એવી રીતે લખીયું છે શાસ્ત્ર સરવમાંરે લોલ;
ગણતા નથી તે પાપ ગરવમાંરે લોલ. ૨૦
કહ્યું માનીને દલપતરામનુંરે લોલ;
કરવું ન કામ હરામનુંરે લોલ. ૨૧

---

## ગરબી ૨૧

### કેફીની બહેરીના મહિના.

કારતક મહીને કેફી જેનો કંથરે સાહેલી,

આ એ અબળાના દુઃખનો નાવે અંત સાંભળ સાહેલી;
દાવશા ઘટે ને રજની મોટી થાયરે સાહેલી,
આ કેફીની અબળાના કેમ દીન જાશે સાંભળ સાહેલી;
હીમાળાનો શીતળ વાયુ વાયરે સાહેલી,
આ એ મહીનો એવી રીતે કેમ જાય સાંભળ સાહેલી.૧
આ માગશર મહીને સુખ પામુ શી પેરરે સાહેલી,
આ કેફીરુ તો માંડયો અકરાકેર સાંભળ સાહેલી;
આ ઉપજ ખરચની વાત કશી નવ જાણીરે સાહેલી,
આ ખાઈ બેઠા નીજ બાપ તણી કમાણી સાંભળ સાહેલી;
પડયો રહે કાંઈ કેફી રસ્તા માંયરે સાહેલી,
આ એ મહીનો એવી રીતે કેમ જાય સાંભળ સાહેલી.૨
પોસે તો ઘર વેચી બેઠા પાપીરે સાહેલી,
આ પીયર જવાની રજા વહુને આપી સાંભળ સાહેલી;
જેણે મુજને પરણાવ્યું એવુ પાપર સાહેલી,
આ પેલા ભવનાં દુશમન માને બાપ સાંભળ સાહેલી;
એ રતમાં સાસરે જવું સૌ ચાહેરે સાહેલી,
આ એ મહીનો એવા રીતે કેમ જાય સાંભળસાહેલી.૩
મા મહીનામાં બોલે લોક વસંતરે સાહેલી,
આ તે દુખાણી કેફી જેનો કંથ સાંભળ સાહેલી;
વન પાલોવ્યાં આંબે આવ્યો મોહોરરે સાહેલી,
આ દુખાણીને સુખ નથી એવી કે પોહોર સાંભળ સાહેલી;
ભમર ગાન સુણી પીઉ મળવા મન થાયરે સાહેલી,
આ એ મહીનો એવા રીતે કેમ જાય સાંભળ સાહેલી.૪
ફાગણમાં નરનારી એક રાગરે સાહેલી,
આ કેફીની અબળાને અંતર આગ સાંભળ સાહેલી;
રમે જમીને હસી મળી નર નારરે સાહેલી.
આ કેફીની પરણેલી ખાય માર સાંભળ સાહેલી,

જોવુને રોવુ ઘર ખુણા માંયરે સાહેલી,
આ એ મહીનો એવી રીતે કેમ જાય સાંભળ સાહેલી. ૫
અંતરમાં કેમ ધીરજ રાખુ ચીતરે સાહેલી,
આ કેફ કરે કેફીડું નીતને નીત સાંભળ સાહેલી;
એ પરમેશ્વર કેમ આવો વર આપ્યોરે સાહેલી,
આ એ વરથી તો અતી ભલો રંડાપો સાંભળ સાહેલી;
સહુણાવાળાની ફરીઆદ થાયરે સાહેલી,
આ એ મહીનો એવી રીતે કેમ જાય સાંભળ સાહેલી. ૬
વીલખતે આવ્યો મહીનો વઈશાખરે સાહેલી,
આપીમખ ખ દીલ થાય બળીને રાખ સાંભળ સાહેલી;
સુરજ તપે તો છતર આડુ રાખુરે સાહેલી,
આ દીલ દાઝે તે કોની આગળ દાખુ સાંભળ સાહેલી;
રજની ઘટીને દહાડો મોટો થાયરે સાહેલી,
આ એ મહીનો એવી રીતે કેમ જાય સાંભળ સાહેલી. ૭
જેઠ તો જીવલડો જળવા લાગ્યોરે સાહેલી,
આ કેફીની અબળાનો આનંદ ભાગ્યો સાંભળ સાહેલી;
પગ દાઝે તો મોજડીઓ લઈ પહેરૂંરે સાહેલી,
આ કાળજડું દાઝે તે કેમ કરી ઠારૂં સાંભળ સાહેલી,
કેફીડાને કોઈ કહે ન સમજાયરે સાહેલી,
આ એ મહીનો એવી રીતે કેમ જાય સાંભળ સાહેલી. ૮
અશાડ ચડી આવ્યો છે ઘનઘોરરે સાહેલી,
આ મોટા હરખ ધરીને બોલે મોર સાંભળ સાહેલી;
કેફી કંથ બંધીખાનામાં ભાડાયરે સાહેલી,
આ પરણેલીના દીલમાં એ રત સાલે સાંભળ સાહેલી;
લીલી ધરા વિધ વિધનાં અન વવાયરે સહેલી,
આ એ મહીનો એવી રીતે કેમ જાય સાંભળ સાહેલી૯.
શ્રાવણમાં મેં થીવ ફુલ નહી દીઠારે સાહેલી,

આ હવે મુજને ફેકીને કર દીધી સાંભળ સાહેલી;
ચિત્ત ટળે તો બેસની જુઠા ચોરરે સાહેલી,
આ એ સગપણ કરનારો ગરજો ગોર સાંભળ સાહેલી;
ભાગ્યવંતી જે પીઉ સાથે સોહાયરે સાહેલી,
આ એ મહીનો એવી રીતે કેમ જાય સાંભળ સાહેલી. ૧૦
ભાદરવે ભરજોબન એળે જાયરે સાહેલી,
આ ફેકીની બધીરીને કેમ સુખ થાય સાંભળ સાહેલી;
નદીએ આવ્યાં પુરણ જળનાં પુરરે સાહેલી,
આ પીઉ સાંભળતે આગ જળે છે ઉર સાંભળ સાહેલી;
માળે બેશી પંખીડાં બકલાયરે સાહેલી,
આ એ મહીનો એવી રીતે કેમ જાય સાંભળ સાહેલી. ૧૧
દીવાળીના દહાડા આસો માસરે સાહેલી;
આ ફેકીની બધીરી તો નીત ઉદાશ સાંભળ સાહેલી;
રમ જમને ધરે નવા શણગારે સાહેલી,
આ ફેકીની નારીને નયણે જળ ધાર સાંભળ સાહેલી;
ગુણવંતી મળી મળીને ગરબા ગાયરે સાહેલી,
આ એ મહીનો એવી રીતે કેમ જાય સાંભળ સાહેલી. ૧૨
માસ અધીકમાં અધીકપણે શું કહીએરે સાહેલી,
આ પીઉ પંખીઆને એકલી કેમ રહીએ સાંભળ સાહેલી;
એ વરથી મુજને છોડાવા થાયરે સાહેલી,
તો દલપતના સ્વામીને લાગુ પાય સાંભળ સાહેલી. ૧૩

---

## ગરબી ૨૨

### ફકીના અવગુણ વિસે.

શીખ કહુંછું તે સહુ સાંભળોરે,
ફેલ વીચ અફીણ હો લાલ;

લાલ કસુંબા નવ લીજીએ.
અવગુણ ઝાઝા અફીણમાંરે,
એથી હોય છે અક્કલ હીણ હો લાલ;
લાલ કસુંબા નવ લીજીએરે. ૧
મોહોટે મહેલ ચઢીને બેસતારે,
અફીણથીજ એજ થયા હેરાન હો લાલ;
લાલ કસુંબા નવ લીજીએરે.
જે નર ભોજન જમતા ભાવતારે
રડતાં દીઠા અન્નને કાજ હો લાલ;
લાલ કસુંબા નવ લીજીએરે. ૨
વાહન રથ ઘોડાને પાલખીરે,
ચાલ્યા પગ પાળા નજી તેહ હો લાલ;
લાલ કસુંબા નવ લીજીએરે. ૩
રાતા માતા શરીરે શોભતારે,
દીઠા તેહના દુરબળ દેહ હો લાલ;
લાલ કસુંબા નવલીજીએરે. ૪
જે નર ચતુર શીરોમણી જાગતારે.
નીરખાંતે નીંદ્ર લે નેણ હો લાલ;
લાલ કસુંબા નવ લીજીએરે. ૫
જે નર બહુ બુદ્ધીથી બોલતારે,
તે નર ભાખે ભાગાં વેણ હો લાલ;
લાલ કસુંબા નવ લીજીએરે. ૬
જેની અતી સંભાળતી આબરૂરે,
તે નર લોકમાં નીંદાએ હો લાલ;
લાલ કસુંબા નવલીજીએરે. ૭
જેનું સાંચપણું બહુ માનતારે,
તે સાચ પતા સમ ખાય હો લાલ;

લાલ કસુંબા નવ લીજીએરે. ૮
તોપણ સાચ મનાએ નહી તેહનુંરે,
સરવે લોક તજે વીશ્વાસ હો લાલ;
લાલ કસુંબા નવ લીજીએરે. ૯
તે નર દુનીઆમાં જીવતો મુવોરે,
સારૂં મનુશ્ય ન બેસે પાસ હો લાલ;
લાલ કસુંબા નવ લીજીએરે. ૧૦
બહુ દુઃખ છે એહવા બંધાણમાંરે,
કોઈ દીન કર મુગતી હોય હાણ હો લાલ;
લાલ કસુંબા નવ લીજીએરે. ૧૧
પૃથવી ઉપર પગ ઘસવા પડેરે,
તે ઘડી આવે મોહોડે ફીણ હો લાલ;
લાલ કસુંબા નવ લીજીએરે. ૧૨
જે કોઈ તજસે વસ્તુ કેફનીરે,
રાજી થાસે શ્રી ભગવાન હો લાલ;
લાલ કસુંબા નવ લીજીએરે. ૧૩
શીક્ષા સુંદર દલપતરામનીરે,
સજન સહુ ધરજો કાન હો લાલ;
લાલ કસુંબા નવ લીજીએરે. ૧૪

---

## ગરબી. ૨૩.

### સારા માણસે કેફીની સંગત ન કરવી.

રાગ ધોળ.

સજન સમજાએ કેફીનો સંગ ન કરવો, ટેક.
સમજી કાળા સાપ સરીખા પાપ ભણી પરહરવોરે;

સજન સઘળાએ કુફીનો સંગ ન કરવો. ૧

દારૂ પીએ તે દૈત્ય સરીખા, કદી વીસવાસ ન કરીએ;
ભાંગ પીએ તે ભંગીઆ જેવો, તેથી વેગળા રહીએ;
સજન સઘળાએ કુફીનો સંગ ન કરવો. ૨

પીએ તાડી તે પરેત સરીખો, અફીણ ખાય તે હુવો;
ગાંજાખોર તે ગાંડીઆ જેવો, તે પણ તજીએ તેવોરે;
સજન સઘળાએ કુફીનો સંગ ન કરવો. ૩

સંગ કરવાથી અંગ વળગશે, રંગ જશે ખરાબાઈ;
મનમાં હશે ઉમંગ ઘણા તે ભંગ થશે સહુ ભાઈ;
સજન સઘળાએ કુફીનો સંગ ન કરવો. ૩

પ્રથમ અફીણના પૈસા નહી લે ઘરનું પાસે ખોળી,
વળગાડોને થશે વેગળા રેહેશો આંખો ચોળી;
સજન સઘળાએ કુફીનો સંગ ન કરવો. ૫

સહુને સરખા કરવા ટોલે, ખોટી વાત બનાવી;
નાક કટે જેમ નાત વધારી, ભોળાને ભરમાવરે.
સજન સઘળાએ કુફીનો સંગ ન કરવો. ૬

ખરો ઘણા ગુણ ગાશે, પીશેને વળી પાશે;
ભાશે જર જોબન દુખ થાશે, પછી ઘણા પસ્તાશેરે;
સજન સઘળાએ કુફીનો સંગ ન કરવો. ૭

આવા બોધને મળી ઊંચા, લુચ્ચા દુરગુણ લેશે;
સારા સજન સંતાપથી સુણીને દોશ વીસારી દેશેરે;
સજન સઘળાએ કુફીનો સંગ ન કરવો. ૮

દોષ તજે સંતાપથી સાંભળીને, રાશ ગમતો રાખો;
દલપતરામ દુનીયાં મધે દએ તેવું દાખેરે;
સજન સઘળાએ કુફીનો સંગ ન કરવો. ૯

## ગરબી. ૨૪.

### ભરથાર વશ કરવા વિશે.

અલબેલીરે અંબેમાત જોવાને જઈએ, એ રાગની છે.
લલના નહીં થાય લગાર કાંમણ મંત્ર કશે.
આ મંત્રે કરે ઉચ્ચાર વશ ભરથાર થશે. ટેક.
પ્રાણ થકી પીઉજી છો પ્યારા, ન્યારા ન રહો નાથરે,
સરવ થકી લાગોછો સારા, હું વેચાણ તમ હાથ. કાં૦ ૧
તન મનમાં રહું સાજી તાજી રાજી દેખુ રાજરે.
જો કદી બોલ્યું કાંઈ કુરાજી.
ઢુંપ્યાં દરીએ આજ કામણ૦ ૨
માત પીતાએ મોટી કરીને, હેતે સોંપ્યો હાથરે,
સુખ આપો કે દુઃખ આપો, તમે છો મસ્તકના નાથ;
કામણ મંત્ર કશે. ૩
ગુણ સાગર ગંભીરછો સ્વામી, હું અવગુણ ભરી આજરે
પોતાની ગણી પ્રેમ નીભાવે, બાંહે ગ્રહ્યાની લાજ;
કામણ મંત્ર કશે. ૪
સ્નેહ તમારો જોઇને સ્વામી, જામી ગીલકત જેમરે.
ખુબ ખુશી થઇ ન રહી ખામી, પામો પુરણ પ્રેમ;
કામણ મંત્ર કશે. ૫
ભલું કરવું ભગવંતે મારો, સફળ કરયો અવતારરે;
મહેર કરી મન ગમતો આપ્યો, તમ સરખો ભરથાર;
કામણ મંત્ર કશે. ૬
સગા સરવ તમ સારૂ તજીઆ, તજીઆ સૈયર સંગરે;
દોસ્તી સરવની દુર કરી, હું રાચી તમારે રંગ
કામણ મંત્ર કશે. ૭
આભ ઊંચાને નીચે અવની, અવર નથી આધારરે;

આશા રાખુ એક તમારી, છો સુખના દાતાર;
કામણમંત્ર કરી. ૮
જો સુંદરીને પીછે સ્વામી, તો શોભે શણગારરે,
નહી તો તે શણગાર સરવ છે, આગ તણા અંગાર;
કામણ મંત્ર કરી. ૯
દુનીઆમાં નર તમને દેખુ, બીજા લાલ ફકીરરે
તુચ્છ ગણુછું તે સઘળાને, હોય અમીર વજીર;
કામણ મંત્ર કરી. ૧૦
જળ જંતુને જળ સંગાથે, જેવી પુરણ પ્રીતરે,
પળક પડે જો દુર તરફડે, એજ અમારી રીત;
કામણ મંત્ર કરી ૧૧
પાર ન આવે પ્રીત પરાણતાં, સ્થીર બેશી એક ઠામરે;
રાત દીવશ કવીતા રચનારો, રચસે દલપતરામ;
કામણ મંત્ર કરી. ૧૨



## ગરબી ૨૭

### ધોળ.

જ્યારે રામચંદ્રજી તથા લક્ષમણ વનવાશ ચાલ્યા ત્યારે સીતાજીએ કહ્યું કે હું પણ સાથે આવીશ તે સમે રામચંદ્રજીએ કહ્યું કે તમે પીયર જાઓ તે સમેનું ધોળ. "મામેરૂ માથા મુગટનું" એ રાગનું છે પણ દેઢ જાસ્તી છે.

રામ લક્ષમણ વનમાં સીધાવતા, સતી સીતાને આવતા
સાથ કહે રઘુનાથ, પધારો પીયર ભણી. ૧
નહીતો અહીં રહો સસરાના રાજમાં, હેને હળીમળી સાસુ
સંગાથ; નહીતો જોડી હાથ, પધારો પીયર ભણી. ૨
અમે વસ્તીમા નહી વશીએ વીનતા, અમે કરશું જઈ

વનવાસ; તમો પામો ત્રાસ, પધારો પીયર ભણી. ૩
સાથે રથ કે ઘોડું નહી રાખીએ, નહિ રાખીએ દાસી કે
દાસ; કોઈ અમ પાસ, પધારો પીયર ભણી! ૪
તમે કોઈનો પંથ કીધો નથી, ચરણે ચાલવાથી પામો
થાક; લીટી આંખ્યો નાક, પધારો પીયર ભણી. ૫
અમે વનફળ ખાઈ ખુશીમાં રહીશું, કોઈ વિણતાં કેવળ
શાક; વીના ભુખ્યું પાક, પધારો પીયર ભણી. ૬
વનમાં નથી મંદીર નથી માળીઆં, નથી પોઢવા કાજ
પલંગ; રંગીત નવરંગ, પધારો પીયર ભણી. ૭
કરશું ઘાસ કે પાનની ઝુંપડી, સુવા સાથરે ખુંચે અંગ;
એમાં શો ઉમંગ, પધારો પીયર ભણી. ૮
વનમાં હીરના ચીર તો નહિ મળે, વનમાં નહિ મળે ફૂ
તા ફુલેલ; કે તેલ ખુપેલ, પધારો પીયર ભણી. ૯
વનમાં નહિ મળે શાણી સાહેલીઓ, કરશો કે સંગે ખાંતે
થી ખેલ; ઉમંગ ભરેલ, પધારો પીયર ભણી. ૧૦
વનમાં ઘાતકી રહે છે રાક્ષસ ઘણા, ચારે તરફ ફરે છે ઘો
ર; જેનું ઘણું જોર, પધારો પીયર ભણી. ૧૧
વનમાં વાઘ વરૂને વાંદર જેવા, ઘણા વિચરે જનાવર ઘોર;
બચે નહિ ઢોર, પધારો પીયર ભણી. ૧૨
ઉષ્ણકાળે વાશે ઉના વાયરા, એવું દેખીને થાશો ઉદાશ;
જ્યારે જેઠ માસ, પધારો પીયર ભણી. ૧૩
વરસે મેઘ ને ઝબકશે વીજળી, તેવે ટાણે તો તરુ તળે
વાસ; નહિ છત્ર પાસ, પધારો પીયર ભણી. ૧૪
મોટા પર્વત દેખીને માનની, તમ નજરે જોયા નહી જાય;
દીઠે ખાવા ધાય, પધારો પીયર ભણી. ૧૫
તમે રાજ કન્યા કાયા કોમળી, વનવાસનાં દુખ ન વેઠાય;
કાયા કરમાય, પધારો પીયર ભણી. ૧૬

ઘરમાં અંધારૂં દેખો કરી ઘણું, નથો નીસરવાં કદી ઘર બાર; જો નાજુક નાર, પધારો પીયર બાઈ. ૧૭
તમે બાળક વય વર્ષ સોળનાં, નથી સંકટ વેઠ્યાં લગાર; તમે કોઈ વાર, પધારો પીયર૦ ૧૮
પરણી આવીને પીયર ગયાં નથી, તમને મળવાને ઇચ્છે બાપ; ઓપે અતિ આપ, પધારો પીયર૦ ૧૯
રાજા જનકજી તમને ઝંખે ઘણું, તેના સંદેસા આવે સદાય; તેડાં પાછાં જાય, પધારો પીયર૦ ૨૦
ભાત ભાતનાં ભોજન ભાવતાં, તમને મોકલશે મહીપાળ પુરાવીને થાળ; પધારો પીયર૦ ૨૧
અમે અવધે ફરીને જ્યારે આવીશું, સ્નેહે લેશું તમારી સંભાળ ત્યારે તતકાળ; પધારો પીયર૦ ૨૨
રૂડી મીથીલાપુરી મન માનતી, તેમાં પામશો પરમ વિરામ જે બાપનું ગામ. પધારો પીયર૦ ૨૩
ગોરી તમને ગમે તેમ હું કરૂં, એમ દલપતરામનો શામ; કહે રાજારામ; પધારો પીયર૦ ૨૪



## ગરબી ૨૬.

### સીતાજીના જવાબનું ધોળ.

રાગ ઉપર પ્રમાણે.

એવું સાંભળીને સીતાજી કહે, સુણો સુંદર શ્યામ સુજાણ પ્યારા મારા પ્રાણ; સાથે રાખો સ્નેહથી.
જુદા પડવાની વાત વાહાલા કહો, તેતો બોલ લાગે તીખા બાણ; રઘુકુળ ભાણ; સાથે રાખો૦ ૧
સ્વામી જ્યાં તમે ત્યાં ઘર માહરૂં, તમથી વેગળી તે પર

દેશ; હું જાણું હમેશ, સાથે રાખો૦ ૨
તમ જોગીનો વેશ જો ધારશો, તો હું જોગણનો ધરૂ વેશ;
જટા કરૂ કેશ, સાથે રાખો૦ ૩
સ્વામી તમરે સુખી તો સુખ માહરે, તમે દુખમાંતો દુઃખ
માહરે દેહ; એમાં શો સંદેહ; સાથે રાખો૦ ૩
જે કોઈ પરણ્યા પછી રહે પીયરમાં, અવતાર ખુણો ધીક
એહ, મુવા જેવી તેહ; સાથે રાખો૦ ૪
સ્વામી તમ વિના મંદીરને મળીયાં, ભાસે પરવત મોટા સ
માન; વસ્તીતો વેરાન; સાથે રાખો૦ ૫
માહા વનમાં ભરી વસ્તી ભાસશે, જ્યારે પામીશ દરશન
દાન; કૃપાના નિધાન; સાથે રાખો૦ ૬
મ સસરાને માત પીતા સહુ, ભલે જીવો કરો રૂડા રાજ
મને મહારાજ; સાથે રાખો૦ ૭
સ્વામી શું કરૂં ભાઈ ભોજાઈને, સ્વામી શું કરૂં સઈયર
સમાજ, કેનુ નથી કાજ; સાથે રાખો૦ ૮
સાચુ સગપણ જગમાં સ્વામી તણું, બીજો સ્વારથી સઘળો
સંસાર, કુટુંબ પરિવાર; સાથે રાખો૦ ૯
મારા લાડ પાલણ તમે લાલજી, બીજો નથી આંસુનો
લોનાર, કે એકે આધાર; સાથે રાખો૦ ૧૦
કાયા પ્રાણ થકો જો જુદા રહે, તો હું તમથી જુદી પડી
છેક, રહું તજી ટેક; સાથે રાખો૦ ૧૧
જો કોઈ જળથી જુદી પડી માંછલી, રાખે દુધમાં કરી
વિવેક, જીવે પળ એક; સાથે રાખો૦ ૧૨
તમે સુખના સાગર રહો વેગળા, પછે શું કરૂં રાજને પાટ;
હવેલીના ઠાઠ, સાથે રાખો૦ ૧૩
મને હીરના ચીર ગમે નહિ, મને ન ગમે ઘરાણાના ઘાટ
મટાડો ઉચાટ; સાથે રાખો૦ ૧૪

હું તો તમને દીઠે થાઉં દેખતી, આણ દીઠે તો આંધળી
પ્રીત જનમની એ રીત, સાથે રાખો૦ ૧૫
મેં તો સ્નેહ તોડી સરવ લોકથી, બાંધી તમ સંગે પુરાણ
પ્રીત, ચોરાયું છે ચીત; સાથે રાખો૦ ૧૬
જમવું જીવન તમથી જુદા પડી, હોય વિષ વિષનાં પકવા
ન, તે વિખના નિશાન; સાથે રાખો૦ ૧૭
દરીએ ભોજન તમ સાથે ભાવતાં, હોય કેવળ શાક કે
પાન; તે અમૃત સમાન. ૧૮
સ્વામી તડકાને તાપ વઈશાખના, તે તો જાણીશ ચંદ્ર પ્ર
કાશ; રહું તમ પાસ, સાથે રાખો૦ ૧૯
મુજને મેલી જો પંથ પધારશો, આવી મળવાની ન ધર
શો આશ; નકી પામું નાશ. સાથે રાખો૦ ૨૦
કરતી વાત ઢળી પડી ધરણીએ, નારી જાનકી થઈ નિ
રાશ, કહે લેતી સ્વાસ; સાથે રાખો૦ ૨૧
દયા કરી દેવ દલપતરામને, સતી સીતાને દેખી ઉદાશ;
જતાં વનવાસ. સાથે રાખો૦ ૨૨

---

## ગરબી ૨૭.

### રામચંદ્રજી ને સીતાના કાગળોના ધોળ.

માણેક મોઘા મુલનું એ રાગ.

સ્વસ્તી શ્રી પુરી લંકા સોહામણી,
જ્યાં રાજે છે જનક કુમારી,
પ્રીતમ ભજે પ્યારીને.
રાહો અખંડ એવાતન તમ તણું,
એવી આશીશ વાંચો અમારી;
પ્રીતમ ભજે પ્યારીને.

ગોરી દૈવના જોગે જુદા પડ્યા,
પણ પ્રાણ મારા તમ પાસ;
પ્રીતમ લજો પ્યારીને. ૧
બેસુ બાગ બગીચે કે બંગલે,
રહુ તમ વીના અધીક ઉદાશ. પ્રીતમ લજો૦ ૨
તારો સ્નેહ ઘડી ઘડી સાંભરે,
તારો ભાવ ભુલ્યો કેમ જાય. પ્રીતમ લજો૦ ૩
મારે અરથે તમે બાળાપણ થકી,
તજ્યો સઘળો પીયર પરીવાર. પ્રીતમ લજો૦ ૪
મારાં લેશ વચન નથી લોપીઆં,
નથી કોપીઆં કદીએ લગાર. પ્રીતમ લજો૦ ૫
તારી નમ્રતા અમતથી ગળી,
વળી શોભીતો શાંત સ્વભાવ. પ્રીતમ લજો૦ ૬
જેથી મનની ઉદાશી તરત મટે,
તારા બોલનો એવો બનાવ. પ્રીતમ લજો૦ ૭
ગોરાંદે ગુણ કેમ તારા વીસરે,
કેમ વીસરે વિલાપ ભરયાં વેણ. પ્રીતમ લજો૦ ૮
હેત વસ્તુ વદન તારૂં વીનતા,
મારા નીરખવા તલખે છે નેણ. પ્રીતમ લજો૦ ૯
દીવસો તુજ વીના દીલમાં ગોઠે નહી,
પીવુ પાણી કે જમવું અનાજ. પ્રીતમ લજો૦ ૧૦
રાતે રોઈને આંખ્યો રાતી થઈ,
લોક પુછે તો આવે છે લાજ. પ્રીતમ લજો૦ ૧૧
ગોરી મનમાં ધારજ ધરી રાખવી,
કાલે ભાગશે ભવના વિજોગ. પ્રીતમ લજો૦ ૧૨
જેથી રીઝે આપણા જગપતી,
એવો અહોનીશ કરવો ઉદ્યોગ. પ્રીતમ લજો૦ ૧૩

જે જે પ્રેમ પાડોશીઓ શુભ છે,
તેને પ્રીતથી કહેજો પ્રણામ. પ્રીતમ લખે૦ ૧૪
વળી ઓળખાણ મારા મીત્ર પવિત્રને,
કહેજો જરૂરનું હોય જો કામ. પ્રીતમ લખે૦ ૧૫
જોઈતી વસ્તુ જરૂર મંગાવજો,
કશો વાતે મુઝાશો ન મન. પ્રીતમ લખે૦ ૧૬
હવે દેખીશું દીવશ આનંદના,
ભલે વીસરી આ દુઃખ ભરયા દન. પ્રીતમ લખે૦ ૧૭
જે જે પ્યારી તમારી સાહેલીઓ,
તેને પણ મારા કહેજો જુહાર. પ્રીતમ લખે૦ ૧૮
સાસુ સસરાની આશીશ સુંદરી,
મળશે આમનીને અરધાર. પ્રીતમ લખે૦ ૧૯
વધે સ્નેહ ને સંપ સુજન સાથે,
તેવો તન મન રાખજો ટેક. પ્રીતમ લખે૦ ૨૦
આગે થોડી અવધે આવશું,
ત્રેમ દલપતરામનો દેવ. પ્રીતમ લખે૦ ૨૧

---

## ગરબી ૨૮.

### સીતાજીના કાગળનું ધોળ.

રાગ ઉપર પ્રમાણે.

સ્વસ્ત શ્રી સંસ્થાન લંકામાં,
જ્યાંહાં રાજે સદા રઘુનાથ;
કાગળ લખે કામની.
લખે લંકા થકી સીતા સુંદરી,
હુતે વંદે જોડી જોડ હાથ. કાગળ લખે૦ ૨
પત્ર આવ્યો તમારો પ્રીત ભરયો,

વચનો વાંચી થયો વીસરામ, કાગળ લખ્યો૦ ૩
પણ જીવન તમથી જુદાં પડે,
ઘણા દિવસ થયા ઘનશ્યામ; કાગળ લખ્યો૦ ૪
માટે મન મળવાને અકળાય છે,
ઘડી એક તે જુગ જેવી જાય. કાગળ લખ્યો૦ ૫
મારાં નેણનાં નીરથી નાથજી,
સુતાં રજનીમાં સેજ ભીંજાય. કાગળ લખ્યો૦ ૬
ઘેર આવો હવે તો ઘણી થઈ,
નહી તો જીવડો જાશે જરૂર. કાગળ લખ્યો૦ ૭
હવે પાંખો આપી હોય પીંડમાં,
ઉડી આવું દેશાવર દુર. કાગળ લખ્યો૦ ૮
વાલા નીત્ય નવી વારતા વાંચીએ,
જેથી પામીએ પુરો પ્રમોદ. કાગળ લખ્યો૦ ૯
ચતુરાઈનાં ચોજ હું ચાલવું,
આવો વિદ્વાનો કરીએ વિનોદ. કાગળ લખ્યો૦ ૧૦
ત્રાંબા કુંડી ભરી રૂડી ઓપતી,
ભાવે ભરૂં અહીં નીરમળાં નીર. કાગળ લખ્યો૦ ૧૧
બેસો બાજોઠે ચડી મારા ચોકમાં,
સ્વામી નવરાવું ચોળી શરીર. કાગળ લખ્યો૦ ૧૨
કરૂં સરસ રસોઈ રૂડી રીતથી,
પ્રીતે પીરસી બેસું હું પાસ. કાગળ લખ્યો૦ ૧૩
એવા દિવસ તે ક્યારે દેખાડશો,
ક્યારે અંતરની પુરશો આશ. કાગળ લખ્યો૦ ૧૪
સ્વામી તમ વિના પીયરને સાસરે,
સુનો લાગે છે સઘળો સંસાર. કાગળ લખ્યો૦ ૧૫
મારા માથાથી મુધા પ્રભુ તમે,
મારા આત્માના છો આધાર, કાગળ લખ્યો૦ ૧૬

આવે પરવના દિન સુખ સરવને,
હું તો શોક હૃદાથી સદાય. કાગળ લખે૦ ૧૭
ગાજે મેઘ ને દમકે દામની,
આખી જામેની જંપ ન થાય. કાગળ લખે૦ ૧૮
હું તો સુની દેખું સુખ સેજડી,
આશા મંદીર ખાલીને ખાય. કાગળ લખે૦ ૧૯
ભરી વસ્તી ઉજડ જેવી ભાસે છે,
એક તમ વિના ત્રિભુવન રાય. કાગળ લખે૦ ૨૦
વાહાલા હું તમને કેમ વીસરું,
કેમ વીસરવુ દાદાનું વતન. કાગળ લખે૦ ૨૧
પત્ર વાંચીને વેહેલા પધારજો,
સ્વામી શરીરના કરજો જતન. કાગળ લખે૦ ૨૨
કોઈને દુખિયાં દેખીને દુખ પામતા,
તેવો નાથ તમારો છે ટેવ. કાગળ લખે૦ ૨૩
આવે અવસરે કેમ કઠણ થયા,
તમે કલ્પતરૂમના દેવ. કાગળ લખે૦ ૨૪

---

ગરબી ૨૯

સુધરેલી સ્ત્રી વિષે.

"શોક સગાળસા સધુને શોને. એ રાગનું છે.

જેને સુધરેલી નારીરે, સદા સુખી તે સંસારી. ટેક૦
નિરમળ નમણું દિલ નિરંતર, નેહ ભરેલાં નેણ;
મનને હરે એવાં મુખથી ખરતા, વિણીને લેઇએ વેણ જેને૦
સ્વામીના ચિતમાં શોક કે ચીંતા, જો જાણે લવલેશ;
હેતે હસાવીને હીંમત આપે, કાપે સઘળા કલેશ. જેને૦
પુછીને જોતાં પ્યારા પતિની જો મરજી ન જણાય;

પરઘેર તો શાનું પગલુંજ માંડે, પીયર પણ નવ જાય. જેને૦
વરજીના મનની મરજી પ્રમાણે, કામ સદા કરનાર;
સુંદરી એ ભાગ્યશાળીના સારૂ, સરજી સરજનહાર. જેને૦
સુપનામાં કદિ કોઇની સાથે, ટંટો કરે નહિ તેહ;
મેલ વિનાનું મનપણ નિરમળ, નિરમળ દિસે દેહ. જેને૦
આપે પ્રભુ એવો વૈભવ પામી, પામે પૂરો સંતોષ;
સંકટમાં પણ સ્વામીની સાથે, રીસ ન રાખે રોસ. જેને૦
ગામમાં હોય ગરીબ પોતાથી, તેનું જુવે સુખ તોલ;
દોલતવાળાની દોલત દેખી, બોલે ન હલકા બોલ. જેને૦
સ્વામીનો શુદ્ધ સ્વભાવ ગમે, મન રાચે સ્વામીને રૂપ;
સ્વામીનો પ્રેમ જ જીવન જાણે, હોય જો ભારે ભુપ. જેને૦
પર પતિને તો પથર જેવા જાણે, હોય જો ભારે ભુપ. જેને૦
સાંભળે શબ્દ શિખામણના તે, જીવમાં ચોટી જાય;
દુરગુણ દેખીને દુરથી નાસે, સદગુણ શિખે સદાય. જેને૦
આળશ ઊંઘ અતિસે ન હોસે, હોસે ઉદ્યોગી અંગ;
ભંડકી તો જેને દિઠી ન ગમે, ન ગમે નઠારો સંગ. જેને૦
સ્નેહ વધારે ને શોક ઘટાડે, લોકમાં પામે લાજ;
એવી મળે જો આ દુનિયામાં, સ્વરગ ઇચ્છે શા કાજ. જેને૦
પુરાણ પુન્યથી પુરૂષ પામે, નઉતમ એવી નાર;
દલપતરામ કહે દુનિયામાં, ધન્ય એનો અવતાર. જેને૦

---

## ગરબી ૩૦ મી.

### વેહેમ તજવા વિશેની.

જે કોઇ અબળાઓ માનને આરાધશેરે લાલ, એ રાગ,

સુણો શિખવા વિવેક એક વાતડીરે લાલ,
છુટે મુરખપણું છેક ખુલે છાતડીરે લાલ.
રૂપા ગુણ ભરેલા ગ્રંથ ભણો ભાવથીરે લાલ;

પામ્યા શ્રી સતીના પંથ તે પ્રભાવથીરે લોલ. ૨
તજો વેહેમ ભરી વાત વેહેમોએ કહીરે લોલ;
ભુત પ્રેતને પિશાચ્ય સાચ્ય છે નહિરે લોલ; ૩
દોરા ચીઠી મંત્ર જંત્ર જુઠા જાણજોરે લોલ;
આશા કુચકાની તંત્રમાં ન આણજોરે લોલ. ૪
દેતા દામ કરે કામ દેવ દેવીઓરે લોલ;
ઠેલે ઠામ ઠામ વાત એવીઓરે લોલ. ૫
કરે ભપ્પ વરખ્ખ કુંભ ડગે જોશીઓરે લોલ;
ઝુઠા જાણીને દંભ ઠગે ડોશિયારે લોલ. ૬
કૈંક પુત્ર પુત્રી કાજ અતી આપછેરે લોલ.
તજી લાજ જોગીરાજ પાસે જાયછેરે લોલ. ૭
વશિકરણી વાતથી લુટાયછેરે લોલ;
ભોળી ભામનીઓની જાત તે ઠગાયછેરે લોલ. ૮
ખરૂ માનીને ખચિત ચિત ચેતજોરે લોલ;
ખરા ગાવા હાવા ગીત હેએ હેતજોરે લોલ. ૯
જસે ભુલ્યા ભરચા ભરમ મરમ જાણશોરે લોલ;
પાળવા પવિત્ર ધરમ ઇચ્છા આણશોરે લોલ. ૧૦
ભજો રાજાધિરાજ મહારાજનેરે લોલ.
શોધે કાજ વળી આજ પામા લાજનેરે લોલ. ૧૧
તજો તુચ્છ જેવી ટેવ અહમેવનારે લોલ;
રીઝે દલપતરામનો દેવ દેવનારે લોલ. ૧૨

---

## ક્રોધ વિશે પદ ૩૧.

નાથ કૈસે ગજકો બંધ છોડાયો. એ રાગનું.

ક્રોધપર ક્રોધ, ન કરશો કદાપી અતી ક્રોધછે પુરણ પાપી,
ક્રોધ પર ક્રોધ ન કરશો. (ટેક)

ક્રોધ કુબોધ અતિ ઉપજાવે, સદ્ બુધને કાપી
વાહાલા માંહી વીરોધ વધારે, શોધ સમુળો ઉથાપી. ક્રોધ.
કૃત્ય અકૃત્ય કરું ન વિચારે, જ્યારે રીશ રહે વ્યાપી;
મુખનું વચન ફરી મુખમાં નવ પેસે, છાપ પડાવે છાપી.
ક્રોધ પર૦ ૨

આપની સઘળી એ બિસારી સુમતિયો, ક્રોધ કુમતી જેને
આપી; નહી કરવાના કાગ કરી નર, રોપાએ વનમાં વિલાપી.
ક્રોધ પર૦ ૩

ક્રોધ કરી ફરી ફરી પસ્તાયા, જે હતા પ્રૌઢ પ્રતાપી;
દલપતરામ કહે દુનીયામાં, ખ્યાત છે વાત સદાપી.
ક્રોધ પર૦ ૪

---

## ગીત ૩૨.

જ્યારે સીતાજી પરણીને ઉઠ્યાં ત્યારે પોતાની બ્હેનપણીને
પોતાના હરખની જે વાત કહી તે વિશેનું ગીત.

છઈયે ઓળામાં ધાળી ખોયડી, છઈયે મેર ઘેર નાગી
દીકરી એ રાગનું.

ઉઠ્યા પરણીને જે રામ જાનકી;
વદ્યાં હઈડામાં હરખ વીવા થકી. ૧
મળી શાણી શાહેલી ને સુંદરી,
બોલી બોલ અતોલ ખુશી ભરી. ૨
સખી સાંભળ કહું એક વાતડી;
મારી આજ શીતળ થઈ છાતડી. ૩
મારો હરિવરે હાથ ઝાલીઓ;
મને અખંડ સુઓ એને આલીઓ. ૪
વર પામી સુંદર વર વિઠલો;

મેં તો કાને સુણ્યો તે તો દીઠલો. ૫
મને પળ હવે ન ગમે પીયરમાં;
મારૂં મન મોહ્યું શામ શરીરમાં. ૬
વર મળીઓ મને છેલ બાંકડો.
હવે શોકને ન રાખીએ આંકડો, ૭
વર પામી હું તો વરણાગીઓ;
ગતો ભવો ભવ એ વર માગીઓ; ૮
મને મન ગમતુ મળ્યું સાસરૂં;
હવે કેમ ધડક મનમાં ધરૂં. ૯
મારી એ સંગે જોણુ સગાઈ કરી;
એને આશીશ આપુ ફરી ફરી. ૧૦
ગુરૂને શીર નામુ લળી લળી;
મને પરણાવી એ વરને વળી. ૧૧
હવે મન ગમતા સુખ માનીએ;
કેમ કોઈની શરમ દીલ આણીએ. ૧૨
મારે કસુર ન રહી કોઈ વાતની;
મારે માયા ટળી માત તાતની. ૧૩
મને માનીતી કરી હરી થાપશે;
હું તો જે જે માગીશ તે તો આપશે. ૧૪
મારે નીસરી આણ એ કરમની;
વાત મુરખ ન જાણે એ મરમની. ૧૫
પુન્ય પુરવે મે કીધાં હશે ઘણાં;
તેણે પામી ચરણ પીઉજી તણા. ૧૬
વરતે દાન કરે જેને કારણે;
તેને પામી હું તો સુતી પારણે. ૧૭
હું તો કાશી કેદારમાં નવ ફરી;
હું તો ઘેર બેઠાં એ વરને વરી. ૧૮

હવે સગા સંબંધીને શું કરૂં;
હુંતો સુંદર વરની સાથે ફરૂં. ૧૯
મન માન્યું છે દસરથ લાલમાં;
વર લખ્યા સુંદર મારા ભાલમાં. ૨૦
ભુલી દુરમતી દુરગુણી ટેવને;
પરણી દલપતરામના દેવને. ૨૧

---

## રૂસણું તોડવા વિષેનું

હુંતો ઈશ્વરને પુજવાને નીસરીરે લાલ;
ચોખા કંકાવટી વીસરીરે લાલ. એ રાગ.
કહું તે સખી તું કોઈને કહીશમારે લાલ;
કાલે રહ્યાતા કંથ રીશમાંરે લાલ. ૧
એક બોલ ન આવ્યો મારા ઉચ્ચારમાંરે લાલ;
તે ઘડીએ હું પડી વિચારમાંરે લાલ. ૨
શાને માટે રીસાયો જાચો સાસુનેરે લાલ;
આંખે પ્રવાહ વહે આંસુનેરે લાલ. ૩
ખાન પાનને ભુલી હું ગીત ગાનનેરે લાલ;
ભુલી શરીર કેરા ભાનનેરે લાલ. ૪
દાઝે ફુલ થાય શુળ તો શરીરમાંરે લાલ;
હેત ગયું છુટી હિર ચીરમાંરે લાલ. ૫
મને શુળી સમાન લાગ્યું સાસરેરે લાલ,
સુઝે નહિ જે હવે શું કરૂંરે લાલ. ૬
ગડગ્યો ચાંદો આકાશે ભલા ભાગમાંરે લાલ;
ભડકો ઉઠ્યો તે જાણું આગનોરે લાલ. ૭
મેના પોપટ બોલે મુખ મીઠડારે લાલ;
દુઃખમાં મેં શત્રુ જેવાં દીઠડારે લાલ. ૮

ભારી વાડી તો ભયંકારથીરે લોલ;
આંખોના પાટા જેવી આરશીરે લોલ. ૯
હું તો ઉઠી જઈ બેઠી હોવા આગળેરે લોલ;
કાંઈક પડી નજર ત્યાં કાગળેરે લોલ. ૧૦
દિઠા રોગોતો ઔષધનું ચોપાનીયુંરે લોલ;
વાંચવા તે સારૂં મન માનીયુંરે લોલ. ૧૧
ગરબો રૂશાણું તોડવાની રૂડા રાગમાંરે લોલ;
ભાળી રૂપાળી છેલ્લા ભાગમાંરે લોલ. ૧૨
લઈને ગાવા લાગી હું જ્યેજે ઘડીરે લોલ;
ત્યાંથી ઉઠીને આવ્યા તે ઘડીરે લોલ. ૧૩
હેત આણી વખાણી વાણી બોલીઆરે લોલ;
દીલમાં હરખીને ઘણું ડોલીઆરે લોલ. ૧૪
ભાણું ઘનરે ઘડીને ઘન રાવડીરે લોલ;
છુટ્યો ક્લેશ ટરી છાતડીરે લોલ. ૧૫
ભલે આવ્યો આકાશ ચડી ચંદ નુરે લોલ;
આપે છે આજ તો આનંદ તુરે લોલ. ૧૬
એમ ઔષધથી બોધ ઉપજ્યોરે લોલ;
ભાઈરે કવિ તારૂં ભલું થજોરે લોલ. ૧૭
ગરબો સાંભળીને રાખશે જે રૂસણુંરે લોલ;
પાપ તેના માથે પૃથ્વી તણુંરે લોલ. ૧૮
જેમાં બુદ્ધિ વિશેશવાળુ જે હશેરે લોલ;
તુરત તે અબોલા તજી બોલશેરે લોલ. ૧૯
બીતી ત્યાર તે લગાર નાવે વળીરે લોલ;
સંપે વસો સદા સાંભળીરે લોલ. ૨૦
જેનથી વસવુ મળીને બરસ સો બસેરે લોલ;
પંખીના માળાની પેઠ તે થશેરે લોલ. ૨૧
નહી ક્યારે ક્લેશ લેશ કીજીએરે લોલ;

પ્યારથી પ્રેમરસ પીજોઆરે લાલ. ૨૨
મહારાજા ધીરાજ તેથી રીજશેરે લાલ;
નહીંતો ખરેખરા તે ખીજશેરે લાલ. ૨૩
રૂડે રાજ્યો રૂડા દલપતરામનારે લાલ;
ફાટો પ્રકારે ગુણ કામનારે લાલ. ૨૪

---

## ગરબો.

### ઉદેપુરના રાણાનો કેફ વિશેનો.

થાય છે કેફ કીધાથી નુકસાન કહું તે કેટલુંરે લાલ;
સઘળું જાય સમુળું સુખ, જગતમાં જેટલુંરે લાલ;
મરવું મોત વિનાનું થાય કે, કેફ કીધા થકીરે લાલ;
ભાઈરે જગમાં લજવ્યા જાય, તમે જાણો નકીરે લાલ;
વળી એક કહું છું તેની વાત, સુણી વિચારજોરે લાલ;
હેત ધરીને દીન રાત, હૈયામાં ધારજોરે લાલ;
જેથી દુખ થયું એક વાર, તો દુર સમજતુ થશે લાલ;
ભલો દીન દીન ખાએ માર કે, તોપણ ત્યાં જશેરે લાલ;
છે એક મોટું ઉદેપુર ગામ કે, દેશ મેવાડમાંરે લાલ;
રાણો રાજ કરે તે ઠામ કે, જાણે વેશમાંરે લાલ;
કેફ કીધાનાં નીત્ય સ્વભાવ, કુવસને ધણોરે લાલ;
નારી પાંચ તણો એ નાવ, રૂડો રળીઆમણોરે લાલ;
એક દીન કેફ કીધો ભુપાળ, મળીને મંડળીરે લાલ;
ચડને રંગમોહોલને માળ, પડ્યો ધરણી ઢળીરે લાલ;
તેના પડતે છુટ્યા પ્રાણ, વાણી માઠી થઈરે લાલ;
જ્યારે થયું પુરજનને જાણ કે, ધીરજ નવ રહીરે લાલ;
વરત્યો પુરમાં હાહાકાર, રૂવે નર નારીઓરે લાલ;
કેફને બહુ કીધો ધિક્કાર, જેણે નર મારીઓરે લાલ;

જગમાં બહુ અપનો નર જેહ, વિના મોતે મુવોરે લોલ;
કેફ કીધાનાં છે ફળ એહ, વિચારીને જુવોરે લોલ;
રાણા ગુણ રતનનાં વુલ, જેણે મરવા સમેરે લોલ;
કીધું કેફ અમારે કુળ, કદી ન કરો તમેરે લોલ;
એ અવસરથી તે દીન આજ, ઉદેપુર ગાદીએરે લોલ;
મદીરા કેફ તજે મહારાજ, કદી પાણ નવ પીએરે લોલ;
જગમાં જે નર ચતુર સુજાણ, સુણી વિચારશેરે લોલ;
અકલ હીણા પુરૂષ અજાણ, સુણી વિસારશેરે લોલ;
જે જન જે લજ્જન ભોનાર, કે કેફ કરે સહીરે લોલ;
તે જાણનારાને ફીટકાર, પથર જાપો નહિરે લોલ;
કપડાં ધોવા આવત કામ, ભલા ઉપકારમાંરે લોલ;
કાલું કીધું જીવત હરામ, કશો નહી સારમાંરે લોલ;
એવો કોણ અભાગી હોય કે, મુખ કાળું કરેરે લોલ;
છોડી ઘી સાકર રસ કોઈ, અમલ મુખમાં ધરેરે લોલ;
એ છે હલકા જનનું કામ, જેને લજ્યા નહીરે લોલ;
ઊંચા વરણ ન લેવે નામ, મદીરાનું કહીરે લોલ;
ફીટરે નર કરનારા કેફ, કે નફ્ટ તું થયોરે લોલ;
જગમાં તુથી સારો બેલ, કે તાણે ગાડીઓરે લોલ;
કેફ કીધાની સાથે રોગ, સચેત શરીરમાંરે લોલ;
ફરી નહિ આવે એવો જોગ, અંતર પીડમાંરે લોલ;
શિક્ષા સહુ કોઈ ધરજો કાન, કે દલપતરામનીરે લોલ;
જે હોય જગમાં પુરૂષ સુજાણ, તેના કામનીરે લોલ;

---

## પ્રભાતિયું.

ઉઠની ઉઠની ઉઠની દીકરી
કાં ધરે આશ નાથ માંહી;

એમ વાણી વદી પુત્રીની માત કહે,
ઉઠરે ઉઠરે ઉઠ ડાહી.
કાળ વહી જાય છે દંત ધાવણ તણો,
થાય છે દુઃખ પ્રગટ સૂર્ય રેહેતાં;
દંત ધાવન કરી સ્નાન કર ચપળથઈ,
જાજ પછી ઈષ્ટ નામ સેહેતાં.
કર જરા હાજરી ઉદરની રૂચી થકી,
કર પછી પાઠ તાહારો;
પાઠ કર ચીત દઈ તજ રમત સ્વસ્થ થઈ,
જન્મના જન્મનો જાય મારે.
જે ભણી બેહેનિયો એમ આચરો,
તે ભને શ્રેષ્ટ સહુ સાથે;
જે રજ રમતમેં તે ભમ ભમ ભમે,
તેને અંત અવકાશમેં દુઃખ માથે.
દાસ મોહન કહે નામ તણાં દુઃખ ગઈ,
એમ સત સુચના જાણ પ્યારી;
જા હવે ગુરૂ કને સાંભળ કાંઈ વાતને,
ચપળ ચીત રાખજે બેહેન મારી.



# अनुक्रमणीका.